શ્રીહરિઃ

# ભારતમાર્તંડ વેદાંતભટ્ટાચાર્ય
# પંડિતશ્રી
# ગટ્ટૂલાલજી જીવનસ્મરણ.

(એક ખંડ કાવ્ય.)


રચનાર,

વસોનિવાસી

**કવિ શિવાનંદજી રામકૃષ્ણભાઈ.**



છપાવી પ્રસિદ્ધ કરનાર,

વસોમાંથી નાણું આપનાર સદ્ગૃહસ્થો તરફથી

**વ્યાસ ગોવર્દ્ધન લલુભાઈ.**

મુંબઈ:—"નિર્ણયસાગર" પ્રેસ.

સવત્ ૧૯૫૯. સને ૧૯૦૩.

# અર્પણપત્રિકા.

( દોહરો. )

ભાવિકને ભાવિક મળ્યા, પેખ્યો પ્રભુ પદ પ્રેમ;
ભાવ અખંડિત સાચવી, ભજવ્યો સેવક નેમ.

( કવિત મનહર. )

પુંડરીક સારૂ પ્રભુ, પુરણ પ્રસન્ન થઈ,
**દ્વારામતિ** થકી **ચંદ્રભાગા** તટ આવિયા;
**રામાનુજ** કાજ સારૂ, હીંમતથી **હનુમંત**,
લક્ષ રાખી દક્ષ દિવ્ય, **દ્રોણાચળ** લાવિયા;
**ત્રિદશનાં** દુઃખ સર્વ ખાખ કરવાને દિપ્ત,
**ષડાનન** સૈન્યતણા, અધિપ શોભાવિયા;
તેવી રીતે પંડિતનાં આર્ય કાર્ય કરવાને
**બ્રહ્માએ ઈશ્વરદાસ,** અહો ઉપજાવિયા:
વાણી જે બોલાણી તેના પાણીનો સાચવનાર
વસુધામાં નરવીર, વિરલ દેખાય છે;
પણ એક પૂજ્ય ગુરુ, પંડિતજી સાથે પ્રેમ;
જોડી કર્યા કાર્ય સિદ્ધ, લાયકી લેખાય છે;
બોલવા કરતાં બેશ, કારજ બજાવવાથી;
પૂર્ણ પ્રીતિ રીતિ નીતિ, ભક્તિ પરખાય છે
વચન વિવેકી નેકી, ટેકી ઓ **ઈશ્વરદાસ** !
સુહૃદ તારૂં નામ સુણી, હૈડું હરખાય છે.

લિ. ક. શિ. રા.

## શ્રીમદ્બાલમુકુંદ પરમાત્માની સ્તુતિ.

(વસંતતિલકા છંદ.)

આનંદકંદ જય બાલમુકુંદ ચંદ્ર,
જેનું કરે સ્તવન છંદ અને મુનીંદ્ર;
છે મંદ મંદ હસતું સુમુખારવિંદ,
વંદું સદાય હરિનું ચરણારવિંદ.

## આ જગતમાં પંડિતની શી જરૂર ?

વિદ્વાન જો આ જગમાં ન હોય,
સદ્ધર્મ રસ્તે વર્તે ન કોય;
વિદ્વાન છે શ્રી હરિનું સ્વરૂપ
હું ગુણ તેના ઉચરૂં અનૂપ.
પંડિત જો વિશ્વ વિષે ન હોત,
ભાગી પડ્યું હોત સુધર્મ પોત*
સદ્ધર્મ વર્તિ જન રે'ત કોક,
માઝા તજી દેત સમસ્ત લોક.

## જીવનસ્મરણ. (દોહરા.)

પંડિત ગટ્ટુલાલના, પાવન ગુણ પ્રસિદ્ધ;
વર્ણન કરતાં વિમળ એ, પામું યશ પર સિદ્ધ. ૧

---

* પોત=નાવ.

પંડિત ગુણ અર્ણવ ભર્યા, મમ મતિ અતિશે સ્થૂળ;
સાર લહી સંક્ષેપમાં, વર્ણું મતિ અનુકૂળ. ૨
અન્ય જનોના ગુણતણી, પ્રવાહિની પ્રત્યેક;
પંડિત ગુણસાગર વિષે, આવી મળે અનેક. ૩
વિક્રમ સંવત ઓગણી, સરસ એકની સાલ;
પોષ કૃષ્ણની દ્વાદશી, જન્મ્યા ગટ્ટૂલાલ. ૪
જનક **શ્રીઘનશ્યામભટ,** વિવેકનિધિ વિદ્વાન;
પુત્ર ભાનુના ઉદયથી, હરખ્યા કમળ સમાન ૫
**શ્રીલાડૂબેટી** સતી, મંગળકારી માત;
પુત્રરત્ન પામી થયાં, વિશ્વ વિષે વિખ્યાત. ૬
સરસ સુધા વાત્સલ્યરસ, વચને નહિ વર્ણાય;
જોડ જડે નહિ શોધતાં, સ્વયં સ્વાદ લેવાય. ૭

## બાલ્યાવસ્થા.

માત તાત નિજ પુત્રનું, જોઈ વદન હરખાય;
કૃપણ મળે જેમ ધનનિધિ, અધિક અંગ મલકાય. ૮
તીવ્ર બુદ્ધિબળ બચપણે, કવિ છેકાલંકાર;
સ્વાભાવિક મુખ નીસરે, કાવ્યતણા ઉદ્ગાર* ૯
સ્વલ્પ અલ્પ શિક્ષણ થકી, ઉપજે અદ્ભુત જ્ઞાન;
કરી પિતાએ કલ્પના, થશે મહા મતિમાન. ૧૦

* થાળી પાળી ઘંટી બંટી તથૈવ ખાંડણીયું. ઇત્યાદિ.

ભાનુદત્ત તેથી ધર્યું, ભાનુદત્ત શુભ નામ;
ગોવર્ધન કરશે, ઘણી, ગોવર્ધન ગુણ ધામ. ૧૧
ઉભય નામ કેવાય પણ, જનિ પ્રેમ પરમાણ;
કરવા **ગટ્ટૂલાલ** એ, થયું જગતમાં જાણ. ૧૨
મૌંજી* પામી અંગમાં, ખચીત છોડી ખેદ.
ભણ્યા ભાવ લાવી પુરા, ષડાંગસહ શુભ વેદ. ૧૩
સૂત્ર પુરાણુ ઉપનિષદો, ધર્મશાસ્ત્ર ગુણ ધામ;
તત્ત્વજ્ઞાન ઇતિહાસ પણ, કંઠે કર્યા તમામ. ૧૪
કાવ્યશક્તિ સંસ્કૃતતણી, ઉપજી ઊર અથાહ;
વિદ્વત્ સભાવિષે વહે, જાણે ગંગપ્રવાહ. ૧૫

## ધીર પુરૂષો દુઃખમાં પણ ડગતા નથી.

નવમે વર્ષે નેત્રનો, બંધ પડ્યો વ્યાપાર;
બળવત્તર બળિયે† કર્યું, એ દુઃખ અપરંપાર. ૧૬
માતુશ્રી દિલગિર થયાં, વહે નેત્ર જલધાર;
તેથી દુઃખ ભાળી વદ્યા, **વ્રજવલ્લભ** તે વાર. ૧૭
ખેદ તજો, એ પુત્ર તો, વધારશે જગ નામ;
માતામહ આશીષથી, સત્ય સફળ સૌ કામ. ૧૮
પંડિતજી એ અવસરે, ઊચ્ચરતા મુખ આમ;
માત તાત ગુરુ હરિ કૃપા, હરશે વિઘ્ન તમામ. ૧૯

---

* જનોઇ, યજ્ઞોપવીત. † બળિયે=કાકાબળીયા—શીતળાએ.

## કોઇ કોઇવાર સુરદાસજીનું નીચલું પદ પણ ગાતા હતા.

एकवार सबही पर बीती, हमजाने हमही पर बीती.
ભર આયે નીર ઊમંડ આયે બાદર,
જાલ પરે મછલીપર બીતી. એક. ૧
સૂર્ય ચંદ્ર દો આકાશે તપત હે,
ગ્રહન લગે ઊનહીપર બીતી એક. ૨
સીતારામ લછમન પાંડવ પાંચાલી,
બનમેં ગયે બનહીમેં બીતી. એક. ૩
સુરદાસ પ્રભુ તુમારે મીલનકું
નેન ગયે હમહીપર બીતી. એક. ૪

કહ્યું છે કે धीरस्तत्र न मुह्यति એ વાકયાનુસારે પંડિતજીનાં ચર્મચક્ષુનો વ્યાપાર બંધ પડ્યા પછી, પ્રજ્ઞાચક્ષુનો પ્રકાશ એવો વધ્યો કે જેણે ભારતવાસી આધુનિક અજ્ઞજનોના અંતરપટસૂધી પહોંચી સુબોધરૂપી સ્વકીર્ણોથી ત્યાંનો અંધકાર નસાડી મૂકયો છે.

## પિતાશ્રીસહ મુંબાઇવાસ.

### હરિગીત છંદ.

શું! ઇંદ્રપુરી અલકાપુરી કે વરૂણની પુરી હશે ?
નીરખી તરત મુંબાઇને ઉર કલ્પના એવી થશે;

શુભ દેવ દેવી સમાન જ્યાં નર નારી કંઈ નીરમળ વસે;
સાગર મથનની આશ ત્યાં સહવાસ શું કરતા હશે ?

દોહરો.

પામ્યા તે પુરમાં પ્રબળ, ખાન પાન સન્માન;
પિતાસાથ નગરે વસ્યા, પંડિતરાજ મહાન.

## કાશીયાત્રા.

( ગીતી અથવા આર્યા. )

કાશી છે ગુણ રાશી, વિદ્યા વિલાસી જન જ્યાં નિવાસી;
કાશી કાશી સુણતાં, ત્રાસી નાસે અધુરા અભ્યાસી.
તે નગરીમાં જઇને, સભા વિષે ત્યાં શતાવધાન કરી;
પંડિત રાજે પ્રીતે, સભ્યજનોની ચિત્તની વૃત્તિ હરી.

( ચોપાયા. )

સભાજનોએ એ વખતે ત્યાં, પ્રસન્ન થઈ એક ચિત્તે;
શતાવધાની શીઘ્ર કવિની, પદવી આપી પ્રીતે.

## શ્રીનાથજીના ગાદીપતિ તિલકાયત આચાર્યરત્ન ગોસ્વામિ મહારાજશ્રી ગોવર્ધનલાલજીએ મુંબાઇમાં આપેલો વેદાંતભટ્ટાચાર્યનો ઇલકાબ તે વિષે.

( છપ્પય છંદ. )

અનાથના છે નાથ, અહો શ્રીનાથ દયાળુ;
પરમભક્ત પ્રતિપાળ, મદનગોપાળ મયાળુ;

તિલકાયિત તે પીઠના, **શ્રીગોવર્ધનલાલ;**
જેને હતું પંડિતજી, સાથે પરમ વહાલ-
વેદાર્થજ્ઞાન ગૂઢ જોઇને, **વેદાન્તભટ્ટાચાર્ય**ની;
આપી પદવી મહારાજશ્રી, આનંદ અધિક અનિવાર્યની.

## જગન્નાથજીથી પાછા ફરતાં દિલ્લીમાં મહાસભા.

(વસંતતિલકા છંદ.)

દીલ્હીવિષે સરસ એક સભા ભરાઈ;
ત્યાં પંડિતે વિવિધ કાવ્ય કૃતી કરાઈ;
શાસ્ત્રાર્થ કોટિ કરી જ્ઞાન પ્રકાશ કીધો,
દેશોદયી સુજનને શુભ બોધ દીધો.
થૈને પ્રસન્ન સઉ સજ્જન ત્યાં પ્રચંડ;
આપ્યો ખિતાબ શુભ **ભારતમારતંડ;**
વાકયામૃતો થકી શકયા નહિ હર્ષ ખાળી;
પાડી કરી અધિક આદર હર્ષતાળી.

## સ્વકૃત ગ્રન્થ વિષે.

(છપ્પય છંદ.)

સત્સિધાંતમાર્તંડ, અને સુભાષિત લહરી,
મારૂતશક્તિ અપૂર્વ, વેદાન્તચિન્તામણી ગહરી;
રૂકમણિહરણ ચંપુ, યમુનાલહરી કેવી,
કૃષ્ણાભિસાર કાવ્ય, હરે જડમતીને એવી;

સમશ્લોકી ગીતા સુંદર રચી, બૃહત્કથાના સારથી.
ધર્માદિકમાં મતિ ઊપજે, વૈરાગ્ય થાય સંસારથી.

દોહરો.

એ આદિક લેખો ઘણા, લખી હર્યું અજ્ઞાન;
આર્યધર્મના તત્ત્વનું, પ્રકટ કર્યું બહુ ગાન.

## ધર્મપરત્વે સાર્વજનિકતા.

(દોહરા.)

વિશ્વદર્શી યોગી જુવે, સમદૃષ્ટે સંસાર;
પંડિતજી પણ પેખતા, સર્વ પંથમાં સાર,
હંસતુલ્ય પય સંગ્રહી, નોખું કરતા નીર;
ધન્ય માત ને તાત ને, ધન્ય પુત્ર આ ધીર,
વિશ્વદર્શી ગટ્ટૂલાલજી, મહાઋષીશ્વર એહ;
પુરુષાકૃતિ કાંતો ગિરા, ધર્યો સૃષ્ટિમાં દેહ.

## પરોપકારાર્થે સ્વાત્માર્પણતા.

(ઉપજાતિ છંદ.)

સૂર્યાદિ આકાશ વિષે ફરે છે, અહો નિરાધાર જણાય તે છે,
પરોપકારી જન જે ભલા છે, આકાશના ઉત્તમ થાંભલા છે.

## ચતુષ્કોટીમાં અગ્રગણ્યતા.

(છપ્પય છંદ.)

દેવ કોટીનો જીવ, પ્રાણ પરઅર્થે આપે,
મનુષ્ય કોટીનો જીવ, સ્વાર્થ પરમાર્થે થાપે;

**પિશાચ** કોટી પતિત, આપ સ્વાર્થી લેખાય
**રાક્ષસ** કોટી અધમથી, સ્વપરના અર્થ હણાય,
પંડિતશ્રી **ગટ્ટુલાલજી**, દેવ કોટીમાં દીપતા;
પરઅર્થે અરપી પ્રાણધન, પૂર્ણ પ્રસન્ન ઉરમાં થતા.

**સંવત ૧૯૫૪ના માગસર શુદી ૯ને રોજ ભાવનગરમાં વૈકુંઠવાસ થયો.**

મુંબઇમાં પ્લેગ ચાલવાથી શ્રીલખતરમાં ત્યાંના મહારાણાશ્રી કરણસિંહજીના આગ્રહથી ત્યાં દેવ તથા પુસ્તકો પધરાવ્યાં; લખતર દરબારે એમની આગત સ્વાગતા બહુ કરી હતી એટલુંજ નહિ પણ રૂ. ૧૦૦૦ પંડિતજીને લખતરમાં દેવું થયું હતું તેમાં રૂ. ૫૦૦ મહારાણાસાહેબે આપ્યા છે. ભાવનગરમાં વૈશ્યોને ઉપવિત સંસ્કાર આપવા પધાર્યા. ત્યાંજ એમણે પોતાના લૌકિકદેહનો પરિત્યાગ કર્યો. પતિવિયોગ ન સહન થવાથી તેમનાં ધર્મપત્નીએ પણ ત્રીજે દહાડે એટલે માગસર શુદની મોક્ષદા અગીઆરસે સહગમન કર્યુ. તેમની જે **લાલી** હતી, તેમને **શ્રીભાવનગર**ના ઠાકોર સાહેબ સર **ભાવસિંહજી** બહાદુરે દરમાસે રૂ. ૨૫) આપવાનો ઠરાવ કર્યો હતો. પરંતુ તે લાલીએ પણ ૭ માસ પછી વૈકુંઠગમન કરવાથી એ મદદ બંધ પડી છે. હવે તેમના સ્મારકનાં

કાર્યોમાં એવી જાથુકની સહાયતા નામદાર મહારાજા સા-
હેબ તરફથી મળવાની ઘણી જરૂર છે.

## શિષ્યવર્ગકૃત વિયોગપરિતાપ.

### વિરહપચીસી.

( દોહરા. )

ભૂ ભારતમાર્તંડનો, થયો અસ્તતો આજ;
પંડિત **ગટ્ટૂલાલજી**, ગયા ગુરુમહારાજ. ૧
સદી વીસમી વિષમયી, ધન લક્ષ્મી હરનાર;
**વિદ્યાલક્ષ્મી** પણ હરી, હર્યા અંશ અવતાર ૨
ઓગણીસસો ચોપને, ચોખૂટ વાળ્યો દાટ;
હિંદતણો હીરો હરી, ઊર્વિ કરી ઉચાટ. ૩
શ્રીહરિ ગીતામાં વદે, માર્ગશીર્ષ મમ માસ;
તેમાંથી દિનમણી ખણી, કીધું હિંદ ઉદાસ. ૪
નોમ જેમ ગુર્જર તણું, ખેંચી કર્યું વિલોમ;
રોમ રોમ વિષ ખેલતું, સૌ ભૌમક એશેમ. ૫
અષ્ટ વાદને વાદમાં, નિત ખેલવતા ખેલ;
અષ્ટવાદને ખૂટિયું, આયુષ રૂપી તેલ. ૬
વિદ્યાવર્ધક ગુરુ કરે, વિદ્યાનો સંહાર;
રક્ષક ભક્ષક રૂપ ત્યાં, કો કોનો આધાર ! ૭
રે ઓગણીસમી સદી, ઈસવી જોગણરૂપ;
ભોગ લીધ તે ભૈરવી, ભારત ભાનુ અનૂપ. ૮

ડંકુ બજે જે ભારતે, પૂરણ અંક અઢાર;
સત્તાણું સત્તાતણો, મારો ઠારોઠાર. ૯
અરે દિસમ્બર માસતેં , દિશંબર કીધ દેશ;
આર્યાવૃતતણી હણી, વિદ્યા વસ્ત્ર અશેષ. ૧૦
તારીખ બીજી બીજસું, પટ છાયો અંધાર;
બીજ બાળીયું વીજવત્, વર્ત્યો હાહાકાર. ૧૧
વૈષ્ણવ ધર્મતણી ખરી, અનન્ય ઢીંગી ઢાલ;
તોડી તે તત્કાળ તેં, અરે કાળ વિકાળ. ૧૨
કયાં મુંબાઈનું ઘર રહ્યું, કયાં લખતરમાં દેવ ?
પુસ્તક સંગ્રહ કયાં પડ્યો, શું ભાવી તતખેવ. ૧૩
ગુરુવારે ગુરુવર ગયા, શનીએ સતી પ્રયાણ;
કયમ લાલી ત્રણ માસની, ઊછરશેજ અજાણ. ૧૪
**ભાવનગર**પર ભાવ શો, જ્યાં મૂકયા બે દેહ;
નહિ કોઇને બોલાવિયાં, સૌને દીધો છેહ. ૧૫
સૌરાષ્ટ્રે તો ઓધર્યા, સૌરાષ્ટ્રે સન્માન
પામી સૌરાષ્ટ્રે થયાં, આપજ અતર્ધાન. ૧૬
ગોવર્ધનના સ્વામિની, રૂકિમણિ લક્ષ્મી રૂપ
પતિ પ્રેમમાં લીન રહી, થઈ ગયાં તદ્રૂપ ૧૭
માર્ગશીર્ષ શુભ માસજે, શ્રીહરિતણી વિભૂતિ;
અગિયારસ પણ મોક્ષદા, પામ્યા સંખ્યા પૂતી. ૧૮

પતિ નારીનો દેવતા, જીવન ધરતાં પ્રાણ;
પતિ ગયે સતી પત્નિના, કદી ટકે નહીં પ્રાણ. ૧૯
પંખ વિના પંખી ઊડે, જળ વિણ જીવે મીન;
પાવક વીણ દીપક જળે, તોજ સતી રે ભિન્ન. ૨૦
જીવ એક દેહ જુજવા, પતિવ્રતાના જાણ;
પતી પ્રેમમાં પ્રેમથી, પોતે અર્પે પ્રાણ. ૨૧
ક્ષણભંગુર આ દેહનો, નવ ધરવો વિશ્વાસ;
ખરી ખબર પડતી નથી, કયારે ટૂટે શ્વાસ. ૨૨
કર્યું તેજ કીધું ગણો, કરવાનું તે ફોક;
દેહ જીવ અળગો થયે, મિથ્યા પાછળ શોક. ૨૩
આશ હતી પંડિત મને, કરવાં મોટાં કામ;
થયાં એટલાં સિદ્ધ છે, બાકી રહ્યાં તમામ. ૨૪
સ્મારકમાં સુજનો કરો, સંસ્કૃત વિદ્યાસ્થાન.
પુસ્તક ને દેવાલયો, જ્ઞાનતણું દ્યો દાન. ૨૫

**વિ. રા. દ.**

## સવૈયા.

વેદ પુરાણ ન્યાય વ્યાકરણે જોતીશ કવિતામાં નહીં મણા,
એકદેશી વિદ્યામાં દિસે હમણાં દાંભિક પંડિત ઘણા.
વિનય ઉદારપણાની સીમા સમદષ્ટી એવો નહીં હોય,
ઉત્તમ મધ્યમ કનીષ્ટ સરખું માન પાન પામે સૌ કોય

અતિથીને પાછા નવ વાળે જગ કલ્યાણ સદા ચાહનાર,
સારે રસ્તે કોણ ચલાવે એ ન વિચાર કર્યો કિરતાર.
આ શું ભૂલ કરી જગદીશે એ સમાન એકે નહી દાસ,
બોલાવી નિજ પાસે પાળ્યો જગમાં સૌને કરી ઉદાસ.
(દોહરો.)—પંડિત ગટ્ટૂલાલના, સહ કુટુંબનો અસ્ત;
અસ્ત દેખાડે હિંદનાં, વૈદિક કર્મ સમસ્ત.

**ગોવર્ધનદાસ લક્ષ્મીદાસ.**

---

( व्रजभाषा कवित )

મોન કરિ સદ્ય ગદ્ય, પદ્ય રચનાતેં અદ્ય;
વ્યાસ વાલમીકન જ્યોં, ગ્રંથન કથૈ ગયો,
**નવનીત** પંડિત પ્રવીણનકો વિજે ભૂપ,
રૂપ ભારતીકો વેદ, ભેદન મથૈ ગયો;
હરિ ગયો સાહિત્ય સરોજન કે ઓજ મહા,
કૃષ્ણ ગુણ ગાઈ ગઉલોકકે પથૈ ગયો,
સૂખિ ગયો કવિ કુળ, કલ્પતરૂવર હાય, !
ભારતકો ભાનુ આજ, દેખત અથૈ ગયો.

( દોહા )

વેદ[૪] બાણ[૫] નિધી[૯] ઈંદુ[૧] પુનિ, ગોપમાસ સુદિ જાન;
નૌમી તિથિ ગુરુ વારકો, અથયો ભારત ભાન. ૧

**નવનીત કવિ મથુરાજીનિવાસી.**

## પંડિતજીની લાલી ગોલોકવાસી થઈ તે સમયનો શોક.

( શાર્દૂલવિક્રીડિત. )

**ગટ્ટૂલાલ** સજોડ માર્ગશિરષે, ગોલોક તીર્થાટણે,
જાતાં જે ત્રણ માસની સુતનયા, મૂકી હતી પારણે;
તેડાવી નિજ પાસ માસ ખટમાં, વિશ્વાસ શો આપણો?
હા! હા! કષ્ટ વિનષ્ટ વંશ વસુધે, **શ્રી લાડુ**બેટીતણો.
લાલી લાલનમાંજ તત્પર હતા, મામા **મહાવીરજી,**
માની બેન બનેવીની પ્રતિકૃતી, શોકો રહ્યા'તા તજી;
તેના ના ગુણ લાડ પાડ ગણતાં, સંબંધ બંધો હણી;
સીધાવ્યાં નિજ માત તાત મળવા, ગોલોક રસ્તા ભણી.
શ્રીમદ્ **બાલમુકુંદ** સુંદર અહીં, કો સેવશે પ્રેમથી?
ભાંડાગાર અપાર પુસ્તકતણો, કો વાંચશે નેમથી?
વિદ્યાશ્રી સઘળી સદા સુલભકો, લૂંટાવશે લોકમાં
એથી ભારત વર્ષ હર્ષ ઊડતાં, ડૂબી રહ્યું શોકમાં.

(વૈષ્ણવપત્ર.)

**अवष्टम्भस्तम्भः जगति सुकृतस्याद्यपतितो ।**
**गतोऽस्तंमार्तण्डोऽन्तरतिमिरविध्वंसनकरः ॥**

**निमग्नाभून्नौका भवजलनिधेः पारकरणी ।**
**त्यनर्थाः केनाऽसन्नहृदयमासे मम गुरौ ॥ १ ॥**

**शीघ्रकविशास्त्री नंदकिशोर-**

**हा तैलंगकुलावतंस कविताकांताभवन्तं विना ।**
**शोचन्ती विनिहन्ति हंतहृदयं निःश्वासमामुंचति ॥**
**ध्यायंती भवदंघ्रियुग्मकमलं लोकान् गदंती पुनः ।**
**श्रीगोवर्धनधामनामरहितं निर्वीरमुर्वीतलं ॥ २ ॥**

**वैद्य. शास्त्री. माधवजी गोपालजी.**

એક એક ગુણ વર્ણવું; આગળ ઠરે અનેક;
કાળ અને આકાશનો, છેડો ન મળે છેક.
પંડિતતણા પરિશ્રમો, પંડિત જાણે સ્પષ્ટ;
શું સમજે જે વાંઝણી, પ્રસવ પીડાનું કષ્ટ.

## કર્તવ્ય.

માટે મુંબાઈ નિવાસી સદ્દગૃહસ્થોએ જે કર્તવ્ય કરવા માંડયું છે તેમાં સૌએ સામેલ થવું. એમનાં માતુશ્રી લાડુબેટીજી મહારાજ સ્થાપિત શ્રી બાળમુકુંદ પરમાત્માનું મંદિર, એમની શ્રીવિદ્યાલક્ષ્મી સંસ્કૃત પાઠશાળા તથા ધાર્મિક સંસ્કૃત પુસ્તકાલય એ ત્રણે ધર્મસ્થાનો નીભાવવાને માટે ગોસ્વામિ શ્રી ૬ શ્રીમદ્દ **દેવકીનંદનાચાર્યજી**

મહારાજે તથા પોરબંદરવાળા ગોસ્વામીશ્રી ૬ જીવણ-લાલજી મહારાજે આપેલા આજ્ઞાપત્રો-

(દોહરા.)

દેવકીનંદન દેવનું, આજ્ઞા પત્ર પ્રમાણ;
વાંચો પ્રેમે વૈષ્ણવો, વર્તો સર્વ સુજાણ.

## ભારતમાર્તંડ પંડિત શ્રી ગટ્ટૂલાલજી સ્મારક ફંડને આશ્રય આપવા ગોસ્વામિ શ્રીમદ્ દેવકીનંદનાચાર્યજી મહારાજે આપેલો ભલામણ પત્ર.

। શ્રી ગોકુલેન્દુર્વિજયતે ।

ભારતમાર્તંડ વેદાંતભટ્ટાર્ય આશુકવિ પંડિતવર્ય શ્રી ગટ્ટૂલાલજીનાં માતુશ્રી લાડુબેટીજી મહારાજના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી તેજ સ્થળમાં, શ્રીમદ્ બાલમુકુંદ પરમાત્માની સેવા, વિદ્યાલક્ષ્મી સંસ્કૃત પાઠશાળા, તથા ધાર્મિક સંસ્કૃત પુસ્તકાલય, એ ત્રણેની વ્યવસ્થા થઇ શકે એવી ગોઠવણ ગોલોકવાસી પંડિતજીના વ્યવસ્થાપકોએ કરેલી જોઇ અમે ઘણા પ્રસન્ન થયા છીએ. જ્ઞાન કર્મ તથા ભક્તિવર્ધક એ ત્રણે સ્થાનોનો મુંબાઇ જેવાં શેહેરમાં ચિરકાળ સારી રીતે નિભાવ થાય, એટલામાટે પંડિતજીના સ્મારક ફંડમાં યથાશક્તિ નાણાં ભરવાની શ્રી-

તસ્માર્ત સર્વે સજ્જન આર્ય વૈષ્ણવોને અમે ખાસ ભ-
લામણ કરીએ છીએ. આપણા સંપ્રદાયના પ્રાચીન ગ્રં-
થોનો ઘણોજ મોટો અને સારો સંગ્રહ પંડિતજીએ ક-
રેલો છે, તેને સાચવવાની તથા પઠનપાઠનમાં આણ-
વાની ઘણીજ જરૂર છે. એજ.

સુજ્ઞેષુ કિંબહુના. સંવત્ ૧૯૫૬ ના ફાગણ શુદ
૧૧ સોમે.

**દેવકીનંદનાચાર્ય.**

શ્રીગુરુ જીવણલાલની, શિક્ષા ધરજો કાન;
ધર્મ જ્ઞાન અર્થે કરો, તન મન ધનનું દાન.

## ગોસ્વામિવર્ય શ્રીમદ્ જીવનલાલજી મહારાજ પોરબંદરવાળાનો ભલામણ પત્ર.

શ્રી નવનીતપ્રિયોજયતિ.
શ્રી મદનમોહનો જયતિ.

સ્વસ્તિ શ્રી વેદવ્યાસ વિષ્ણુસ્વામી મત પ્રવર્તક શ્રી-
મદ્વલ્લભાચાર્ય વંશજ ગોસ્વામી **શ્રી જીવનાચાર્ય શ-
ર્મણાં** સ્વકીયેષુ હરિગુરુપરાયણાંન્તઃકરણેષુ, પરમસ-
જ્જન પુષ્ટિધર્મપ્રિય સમસ્ત વૈષ્ણવેષુ, શુભાશિષઃ-
અપરંચ ગુર્જર ભાષયા.

સદ્ ગૃહસ્થોઃ—આજે અમોએ ગોલોકવાસી ભાર-

તમાર્તંડ વેદાંતભટ્ટાચાર્ય પંડિતવર્ય ગટ્ટૂલાલજીના નવામંદિરની મુલાકાત લીધી, જેમાં અમને અતિશય આનંદ ઉપજ્યો છે. અર્વાચીન સમયમાં આપણી આ આર્યભૂમિમાં પંડિતવર્ય ગટ્ટૂલાલજી એ એક અસાધારણ શક્તિધર, સ્વધર્મનિષ્ઠ, અદ્વિતીય વિદ્વાન્ હતા, અને તેમાં આપણા વૈષ્ણવ સંપ્રદાયના અત્યાગ્રહી હતા.

એ અપૂર્વ વિદ્વાનના સ્મરણાર્થે ગુણજ્ઞ અને ધાર્મિક સદ્‌ગૃહસ્થોએ પંડિતજીના શ્રીની સેવા, પાઠશાળા, તથા પુસ્તકાલયની જે ઉચિત વ્યવસ્થા કરવા માંડી છે તે સર્વેને હિતકારક છે. જેનું વિવેચન નીચે જણાવવામાં આવે છે.

૧. મંદિરમાં પંડિતજીનાં **માતુશ્રી લાડુબેટીજી**ની પધરાવેલી શ્રી બાલમુકુંદજીની સેવા બિરાજે છે. મંદિરની જગ્યા ટુંકી છતાં ઠાકોરજીની સેવા માટે સંપ્રદાય વિહિત સર્વે પ્રકારની ઉત્તમ ગોઠવણ અનુભવી પુરુષોને હાથે થએલી માલમ પડે છે.

૨. "વિદ્યાલક્ષ્મી" સંસ્કૃત પાઠશાળા, શેઠ તાપીદાસ વ્રજદાસે કાઢેલી રકમના વ્યાજમાંથી હાલ પ્રતિદિન માત્ર બે કલાક ચાલે છે તે સંતોષકારક નથી. જેથી એ શાળાને ધાર્મિક તેમજ ધ-

નિક અનેક સુજનોએ વધારે મદદ કરવાની અ-
વશ્ય જરૂર છે. આપણે હાથે, સંસ્કૃત વિદ્યાના
અભ્યાસને જેટલે દરજ્જે ઉત્તેજન અપાતું રહેશે,
તેટલે અંશે આપણો વૈદિક આર્ય ધર્મ પુનઃ સ-
જીવન થવાનો સંભવ છે, અને તેનું મુખ્ય સા-
ધન આવી "પાઠશાળા" જ છે.

૩. પુસ્તકાલયમાં સભાષ્ય ચારે વેદની સંહિતા; બ્રા-
હ્મણ, આરણ્યક, ઉપનિષદો; તેમજ, ઇતિહાસ,
પુરાણ, ધર્મશાસ્ત્ર તથા ષટ્શાસ્ત્રો વગેરેનો હસ્ત-
લિખિત તથા મુદ્રિત મોટો સમૂહ છે. એટલુંજ
નહિ પણ આપણા **શ્રીમદ્વલ્લભાચાર્યજી**ના
સંપ્રદાયના ગ્રંથોનો જેવો અને જેટલો સં-
ગ્રહ આ ઠેકાણે દેખાય છે,—તેવો અને તેટલો
જથ્થો બીજે ઠેકાણે મળવો દુર્લભ છે. માટે પ્રા-
ચીન ગ્રંથોનો જીર્ણોદ્ધાર થવા, અધ્યયન અધ્યા-
પનની સગવડ થવા, તથા શ્રીની સેવાનો નિર્વાહ
થવા, પંડિતજીના સ્મારક ફંડમાં બનતી નાણાની
મદદ આપવા સર્વ વૈષ્ણવોને અમે અંતઃકરણ પૂ-
ર્વક ભલામણ કરીએ છીએ. મિતિ. પૌષ શુક્લ
૨ રવિવાર. સંવત્ ૧૯૫૭ મુકામ મુંબાઇ.

## જુનાગઢનો ઉપકાર પત્ર.

### વેદશાસ્ત્ર સમ્પન્ન, શતાવધાની શીઘ્રકવીશ્વર, વેદાન્ત ભટ્ટાચાર્ય, ભારતમાર્તંડ, વિદ્વદ્રત્ન, પ્રસિદ્ધ પંડિત વર્ય શ્રીયુત પંચનદી ગટ્ટૂલાલજી ઘનશ્યામજી મહારાજ.

આપનું જ્યારે જ્યારે અહીં પધારવું થાય છે, ત્યારે અહીંના લોકોને આપના અનન્ય સામાન્ય જ્ઞાનનો લાભ મળ્યા કરે છે; એ ખાતે અહીંના લોકો આપના નિરન્તરના આભારી છે.

આ ફેરે આપના ઉત્તરોત્તર તાત્કાલિક ત્રણ સમયના પધારવામાં અને તેમાં પણ આ સમયના પધારવામાં અમ લોકોને આપની અનિર્વચનીય અપ્રતિમ શક્તિનો જે પ્રસાદ મળ્યો છે, તે ઉપકારથી અમો યાવજ્જન્મ નિર્મુક્ત થઇ શકીએ તેમ નથી.

જેમ આપના શતાવધાન, શીઘ્રકવિતા, કાવ્યચમત્કૃતિ વિગેરેના પ્રકારો અનન્યસામાન્ય છે અને તે આપની અલૌકિક દિવ્ય શક્તિ પ્રતિપાદિત કરી આપે છે; તેમજ આપ તરફથી મળતાં ધર્મબોધસંબંધી અસરકારક વ્યાખ્યાનો તેથી પણ અધિક અલૌકિક ચમત્કૃતિ યુક્ત અનુભવાય છે.

આહીંના જીજ્ઞાસુવર્ગ ઉપર આપે કૃપા કરી અતિ પરિશ્રમ લઇ તેની પ્રાર્થના સ્વીકારી એકજ વિષય ઉપર લગોલગ એક અઠવાડીઆથી પણ વધારે દિવસો સૂધી વર્ણાશ્રમધર્મ પ્રસંગે કલ્પતરૂરૂપ ઉત્તમ વ્યાખ્યાનો* આપી લોકોને ધર્મની સૂક્ષ્મ ગતિથી વિદિત કર્યાં છે, ભ્રાંતોને નિ:સંશય કર્યા છે, નાસ્તિકોને આસ્થાધિક કર્યાં છે, વેદાદિ ધર્મશાસ્ત્ર, કાવ્ય, આખ્યાનક, આખ્યાયિકાદિકથી લોકોને યથાધિકાર સંતુષ્ટ કર્યાં છે અને અહીંના લોકો પ્રત્યે સ્વકીયભાવ બતાવી અત્યંતસરલ, શાંત અને નમ્ર સ્વભાવથી જે વાત્સલ્યભાવ બતાવ્યો છે તે અનિર્વચનીય છે અને આવા આપના અપ્રતિમ ઉપકારોનો પ્રત્યુપકાર છેજ નહીં.

ભારતવર્ષના પ્રખ્યાત મહાન્ પંડિતસમૂહો તરફથી આપને મળેલ **વેદાન્તભટ્ટાચાર્ય, ભારતમાર્તંડ** આદિ અનેક પદવીઓ અર્થાનુરૂપ સ્વત:પ્રસિદ્ધ છે એમ આપનાં અવધાન, વ્યાખ્યાનાદિ જોવા સાંભળવાને ભાગ્યશાળી થયેલા જનસમૂહની ખાત્રી સર્વત્ર થઇજ ગઈ છે.

---

* આ વ્યાખ્યાનો "સદુપદેશમાર્તંડ" એ નામથી પુસ્તકરૂપે છપાયાં છે. કિંમત રૂ. ૧ ટપાલખર્ચ બે આના.

આપ આખા ભારતવર્ષમાં અદ્વિતીય અને ભૂષણરૂપ છો, તેનું માન આખા ભારતવર્ષને છે; વળી આપનો નિવાસ મુંબઈમાં હોવાથી મુંબઈના લોકો પણ તે માનના પાત્ર થાયછે પરન્તુ વસ્તુતઃ આપ અહીંના પ્રાચીન નિવાસી છો અને તેવુંજ મમત્ત્વ અહીંના લોકો પ્રત્યે રાખો છો, તેથી તે વિષેનું ખરૂં માન જીર્ણદુર્ગ નિવાસીઓનેજ છે. અને તેથી આપ જેવા મહાર્ધ્યરત્નના પરિપાકનું માન સર્વત્ર જીર્ણદુર્ગને મળેછે. એ કાંઈ અમોને ઓછું મગરૂર થવા જેવું નથી.

એક વકતાનું એક વ્યાખ્યાન સાંભળ્યા પછી ઉત્તરોત્તર તેનાં બીજાં વ્યાખ્યાનો રૂચિકર થવાં અશક્ય છે. તેને બદલે આપનાં વ્યાખ્યાનો "क्षणे क्षणे यन्नवतामुपैति, तदेवरूपं रमणीयतायाः" એ પ્રમાણે પ્રતિદિન અધિકાધિક રૂચિકર થઇ પડ્યાં છે, કે જેથી સંખ્યાબંધ સદ્‌ગૃહસ્થોએ પોતાનો દશ દિવસ સુધીનો સાંજનો સમય આનંદાવેશમાં ક્યાં ગાળ્યો એ ખબર પણ પડી શકી નથી અને પ્રતિદિન જનસમૂહ વધતોજ જોવામાં આવ્યો છે.

આજે વ્યાખ્યાન સમાપ્તિનો સમય આવવાથી અમો સર્વ ખિન્ન અને આપના વિરહના અસહિષ્ણુ થઇ ગયા છીયે.

આ અમારી વિજ્ઞપ્તિ, અત્યુક્તિ કે મિથ્યા સ્તુતિરૂપ ન હોતાં યથાર્થવાદરૂપજ છે.

અંતે ઇશ્વર—ચરણમાં પ્રણામપૂર્વક વારંવાર અમારી નમ્ર પ્રાર્થના એજ છે કે, આપ તરફથી આવાં સદ્‌બોધ અમને અને આખા દેશને નિરંતર મળ્યા કરે અને અખિલ ભારતવર્ષના પૂર્ણ ભાગ્યોદયાર્થે આપ આયુષ્માન્ થાઓ અને એ કૃપાળુ ઇશ્વર આપને અનુરૂપ વંશવૃદ્ધિ આપી ભારતધર્મને નિરંતરને માટે સનાથ રાખે. તથાસ્તુ.

જુનાગઢ, તારીખ ૧૭ મી જાનેવારી સને ૧૮૯૭, સંવત ૧૯૫૩ પૌષ શુદિ ૧૪ રવિવાર.

બેહેચરદાસ વિહારીદાસ.
પુરુષોત્તમરાય સુંદરજી ઝાલા.
જેસુખરાય દુલેરાય મજમુદાર.
અરદેસર જમશેદજી.
હરસુખરામ પંડિતરામ પંડ્યા.
જાદવરાય હરિશંકર.
મોતીભાઈ રઘુનાથજી.
ભૂપતરાય વિ. ત્રિકમજી.
મુરારીરાવ ક્ષીરસાગર
ત્રિભોવનદાસ મોતીચંદ.

અમરજી આણંદજી કાછી.
નારણદાસ ઇંદ્રજી વેદ.
છગનલાલ ગુલાબદાસ કાજી.
ઝવેરચંદ હરજીવનદાસ.
વ્યંકટરાવ ભીમરાવ.
છેલશંકર દુલેરાય.
મોતીલાલ શિવપ્રસાદ.
ન્યાહાલચંદ કુંવરજી વસાવડીઆ.
નૃસિંહપ્રસાદ સુંદરજી ઝાલા.
ત્રિભુવનરાય દુલેરાય રાણા.
નૃસિંહભાઇ લલુભાઇ પટેલ.
મગનભાઈ અંબાલાલ પટેલ.
હિમતલાલ નૃસિંહપ્રસાદ.
મોતીલાલ રવિશંકર ઘોડા.
વિનાયક અનંતરાય મેઢ.
દીવાન ડોસાભાઈ સામશંકર.
દુર્ગાપ્રસાદ શિવપ્રસાદ.
દેશાઈ કેશવલાલ કહાનદાસ.
પ્રતાપરાય સુંદરજી જોશીપરા.
નૃસિંહપ્રસાદ દુલભજી જોશીપરા.
ભટ્ટ વંદ્રાવન જેશંકર.

કૃષ્ણુરાવ ગણેશ.
હરિદાસ રૂઘનાથજી.
જગજીવન પુરુષોત્તમ.
નર્મદાશંકર વાસુદેવ દવે.
લક્ષ્મીશંકર ડોસા.
અનંતરાય રમાશંકર વૈષ્ણવ.
ત્રવાડી રામશંકર મયાશંકર.
શિવશંકર જગદીશ.
નાનાલાલ ફુલશંકર વસાવડા.
શુકલ નાના ભુદરજી.
મેતા માનશંકર વિ. હરિદાસ.
સદાશંકર વિ. ઉદેશંકર માંકડ.
પા. ચત્રભુજ વિ. હંસરાજ.
પ્રતાપરાય વસંતરાય, સૌરાષ્ટ્રકર.
ભવાનીદાસ ઇંદ્રજી વેદ.
જુડા હરગોવિંદ.
નરસંગપ્રસાદ હરિપ્રસાદ બુચ.
જોશી કાશીનાથ કમલાકર.
આચાર્ય રવિશંકર જયશંકર.
રમારાય રણછોડજી છાયા.
ઝાલા દોલતરાય કૃપાશંકર. વગેરે.

---

## સ્મારકમાં નાણાં ભરવાસંબધી.

( ઝુલણા છંદ. )

સ્નેહી સૌ સાંભળો, લાભ શા આપને,
ફંડમાં રકમ ભરવાથી થાશે?
યાદ ઉપકાર કરી, નામ સંભારીને
ગામે ગામ ઘણા ગુણ ગવાશે.
ચતુર ચિત્ત ચેતજો, અન્ય એકે નથી,
આવું કૃત આ વિના તો તમારે.
ખરચ બીજા થકી, ખસુસ કરી માનજો,
વસુ અહીં વાપરે લાભ ભારે.
સ્વાર્થ તાકે નર્યાં, સારૂં થાતું નથી,
જગત કરતારનો નીમ જાણો.
પુરણ કરૂણાળુ થઈ, મન માયાળુ રહી,
ગરીબના બાળમાં જ્ઞાન આણો.
આપ જેવાતણા, પુન્ય પ્રતાપથી,
રૂડી રીતે વળગશે રોજગારે.
ખરચ બીજા થકી, ખસુસ કરી માનજો,
વસુ અહીં વાવરે લાભ ભારે.
પુત્ર પોતાતણો, પુરી વિદ્યા ભણે,
એવી તો દીલ દરેક આશા,

શીખવવા શ્રમ કરે, દ્રવ્ય ખરચે ખરે,
જે ભાઈ ભણે વિધ વિધ ભાષા.
શીઘ્ર ચાહી અને, સદ્ગુણી બાળ,
કંગાળનાં કોઈ ધર્મી સુધારે
ખરચ બીજા થકી, ખસુસ કરી માન જો.
વસુ અહીં વાવરે લાભ ભારે.

**પેટલાદ ગટ્ટૂલાલજી પુસ્તકાલય સંબંધી**

(દોહરા.)

સદ્ગુણ સૂણી તમતણા, હોંશી **હીરાલાલ;**
મળવા ઇચ્છા મન ઘણી, જયમ શશિ સન્મુખ બાલ
સ્વારથ મય સંસારમાં, પરમારથપર પ્રીત;
આ અવસરમાં આપનું, નીરખ્યું ચીત્ત ખચીત.
પંડિતવર શુભ ગુણનિધિ, શ્રી **ભારતમાર્તંડ;**
પુસ્તકશાળા સ્થાપિને, રાખ્યા અમર અખંડ.
**ઈશ્વરદાસે** ખંતથી, શ્રી મુંબાઇ મોઝાર;
પૂર્ણ પરિશ્રમ આદર્યો, ગુરૂ પર ધારી પ્યાર.
અરજી મન મરજીતણી, ઊચરવા ગુરુ પાસ;
શું આગળથી સંચર્યા, આપે **ઈશ્વરદાસ;**
ઈશ્વર ઈશ્વર રૂપમાં, લક્ષવડે થઈ લીન;
અજર અમર પદમાં વસ્યા, ભૌતિકથી થઈ ભિન્ન.

## મુંબાઇમાં સ્મારક.

**શેઠ ઈશ્વરદાસ ત્રિભોવનદાસ સટ્ટાવાલાએ** પોતે તનમનધનથી પૂર્ણ પરિશ્રમ લઇ પંડિતનું મંદિર ફરી બંધાવવામાં, પંડિતજી જોડે પોતાનું નામ પણ અમર કર્યું છે. અને હવે તેનો નિર્વાહ નિરંતર ચાલે તેવી ગોઠવણ કરવાનું કામ અનેક કાર્યકુશલ શ્રદ્ધાળુ શેઠ **ત્રિભોવનદાસ વરજીવનદાસ,** તથા ઉદાર દાતાર સ્વધર્મનિષ્ઠ શેઠ **ચતુર્ભુજ મુરારજી**ને સોંપી ગયા છે. તે કામ તેઓ શેઠ ઈશ્વરદાસની પેઠે પાર ઉતારશે એવી પક્કી આશા છે. અને જેમ શેઠ ઈશ્વરદાસને અન્ય ધાર્મિક ધનિક જનોએ સહાયતા આપી હતી, તેવીજ સહાયતા આ ઉભય શેઠીઆને પણ સુજનો તરફથી મળતી રહેશે તો એ કામ સારી રીતે નીભશેજ. એ આશા શ્રીહરિ સફળ કરો.

## શેઠ દેવકરણ નાનજીને વિનંતિ.

॥ હરિગીત ॥

શ્રી શેઠ દેવકરણ સ્મરણ કરનાર ગુરૂજીને તમો
ઉપવીત પામ્યા એ થકી અભિવંદીએ સરવે અમો
અહીંથી જતાં ગુરૂ ઉચ્ચર્યા તે વાત અંતરમાં ધરો
**લાલાજીની લાલી** શ્રી**"વિદ્યાલક્ષ્મી"**નું લાલન કરો. ૧

## ॥ ટુંકસાર ॥

॥ દોહરા ॥

યાચ નહીં આશ્રય નહીં, ઈશ્વરપર આધાર;
પંડિતજી સ્વપરાક્રમે, અમર રહ્યા આ ઠાર: ૧
દગ્ આદિક સાધન વિના, ક્યમકરી સાધન થાય;
વિદ્યાવીર પુરૂષ અહો, પૃથ્વિવિષે પૂજાય. ૨
ગુણ અનંત ગુરુજી વિષે, પણ રસના મુજ એક:
સ્વલ્પ કહ્યા ગુણસ્મરણથી, બાકી રહ્યા અનેક; ૩
આ ઉત્તમ લઘુલેખથી, સમઝી કાંઈક સાર;
પૂર્ણ પ્રેમથી વાચતાં, કરજો પરોપકાર. ૪
**પેટલાદ** પુરમાં રૂચ્યું, ગુણીને થાવા જ્ઞાન;
પંડિતજીના સ્મરણનું, પેખો પુસ્તક સ્થાન. ૫
એથી અધિક ઉલટ વધે, તો મુંબાઈ મોઝાર;
**વિઠ્ઠલ રાજારામ**ને, મળો ધરી ઉર પ્યાર. ૬
ગુરુસહ તે વશિયા ઘણું, સાક્ષર એક સુજાણ;
જાણે પંડિતરાજને, પોતે જીવન પ્રાણ. ૭
પંડિત જનનો ધર્મ શો, રસજ્ઞની શી રીત?
અન્યોન્યાશ્રયથી બને, કેવાં કાર્ય ખચીત. ૮
પંડિત જન જે સ્થલ વિષે, પ્રીતે નહિ પૂજાય;
ત્યાંથી યશ આયૂષ ધન, સાથે મળીને જાય. ૯

નિજ ઐશ્વર્ય બધું ધર્યું, સ્વગ્રંથમાં સાક્ષાત;
માટે સુજનો ધન દઈ, કરો ગ્રંથ પ્રખ્યાત. ૧૦
ધન દઈ ગ્રંથ ગુંથાવવા, ગ્રંથે ઉપજે જ્ઞાન;
જ્ઞાનવડે ધનધાન્ય ને, અંતે મુક્તિ સ્થાન. ૧૧
ધનનો સદ્ ઉપયોગ એ, સદ્‌વિદ્યાનો લાય:
મહત પુરૂષની આશિષે, મનવાંછિત ફેલાય. ૧૨
આર્યદેશવાશી અહો, સર્વે સુજન સમાજ;
તન મન ધનથી મદદ દે, તો સુધરે આ કાજ ૧૩

## સભાવિસરજન ઉપજાતિ.

સભાજનો આ શુણી બોધ સારો;
કર્તવ્ય સર્વે મનમાં વિચારો;
તેથી થશે દીનદયાળ રાજી;
જેકાર બોલો જન સર્વ ગાજી.

સંપૂર્ણ.

# એક વિનંતિ.

ભારતમાર્તંડ વેદાંતભટ્ટાચાર્ય **પંડિત શ્રી ગટ્ટૂલાલજીના** સ્મારકતરીકે તેમનાં માતાજી **શ્રી લાડુબેટીજી મહારાજનું શ્રીમદ્ બાલમુકુંદ** પરમાત્માનું **મંદિર**, પંડિતશ્રીએ સ્થાપેલી **"વિદ્યાલક્ષ્મી"** સંસ્કૃત **પાઠશાળા** તથા પંડિત **શ્રી ગટ્ટૂલાલજી ઘનશ્યામજી ધર્મપુસ્તકાલય** એ ત્રણ સ્થાનો મુંબઇમાં ખુલ્લાં રાખ્યાં છે. તેના જાથુકના નિભાવ માટે ૧૦૦૦૦૦ એક લક્ષ રૂપીઆનું કાયમ ફંડ થવાની જરૂર છે. જે ફંડની મુદ્દલ રકમ સારી જમીનગીરીમાં રોકી તેનું વ્યાજ માત્ર ચાલુ ખર્ચમાં વાપરવાની યોજના કરી છે. તેમાં આજસૂધી નીચેપ્રમાણે મદદ મળી છે; અને પોતપોતાની ઇચ્છા અને શક્તિપ્રમાણે વિશેષ સહાયતા આપી, એ કાર્ય પાર ઉતારવા સર્વે ધર્માભિમાની સુજનોને **વિનંતિ** કરવામાં આવે છે.

**જાથુકની મદદ.**

શેઠ **તાપીદાસ વરજદાસના** ધર્માદા ટ્રસ્ટમાંથી રૂ. ૪૦૦૦નું, તથા તેમના સુપુત્ર **શેઠ દામોદર તાપીદાસના** ધર્માદા ટ્રસ્ટમાંથી રૂ. ૫૦૦૦ નું અને **ધી નેટિવ પીસ ગુડ્સ એશોસીએશન** તરફના ટ્રસ્ટના રૂ. ૪૦૦૦

નું તથા **ધી ગ્રેનમર્ચંટ એશોસીએશન** તરફથી રૂ. ૧૩૦૦ નું વ્યાજ આ ખાતાને તેના ટ્રસ્ટીઓ તરફથી આપવાની ગોઠવણ થઈ છે.

## કાયમ ફંડની વસુલાત.

૪૦૦૦ શેઠ મૂળજી ખટાઉનાં વિધવા ધણીઆણી બાઈ મીઠાંબાઈ તરફથી.
૧૦૦૦ ,, ત્રિભોવનદાસ વરજીવનદાસ જે. પી.
૧૦૦૦ ,, ચતુરભુજ મુરારજી, જે. પી.
૧૦૦૦ ,, આણંદજી નાનજી મુરારજી.
૧૦૦૦ ,, બંસીલાલ અબીરચંદ સરાફ.
૧૦૦૦ ,, ધરમશી તથા નરોત્તમ મુરારજી ગોકળદાસ.
૧૦૦૦ ,, ધરમશી સુંદરદાસ. હા. શેઠ કરસનદાસ.
૭૫૧ ,, ગોકુળદાસ દેવજી ગંગાધર.
૭૫૧ ,, વલ્લભદાસ વિશ્રામનાં વિધવા ધર્મપત્ની વાલીબાઈ.
૭૨૫ શેઠ ખીમજી જીવા હા. શેઠ મૂળજી હરિદાસ.
૬૦૧ ,, ચુનીલાલ નગીનદાસ સરાફ.
૫૫૧ શેઠ રાજારામ ગોવિંદરામ. હા. શેઠ મોતીલાલ નરોત્તમદાસ.
૫૦૧ ,, દામોદર લખમીદાસ ખીમજી.

૫૦૧ ,, વલ્લભદાસ બાલમુકુંદદાસ સુરજી.
૫૦૧ ,, કેશવજી જાદવજી. હા. શેઠ કરસનદાસ.
૫૦૦ ,, ગોરધનદાસ ગોકળદાસ તેજપાળ.
૫૦૦ શ્રીઆર્યસુધર્મોદયસભા, મુંબઈ.
૫૦૦ શેઠ ધારશી હેમરાજ.
૫૦૦ ,, આસર વીરજી.
૫૦૦ ,, જમનાદાસ નરસી ખટાઉ.
૫૦૦ ,, કમા રામજી.
૫૦૦ ,, ભગવાનદાસ નરોત્તમદાસ જે. પી. પોતાનાં માતુશ્રી પુતલીબાઇના પુણ્યાર્થે.
૫૦૦ ,, રામજી લખમીદાસ.
૩૫૧ ,, વાઘજી કોરજી.
૩૦૧ ,, ગોવર્ધનદાસ તથા મૂળરાજ ખટાઉ.
૩૦૧ ,, જુઠા કાનજી તથા કાલિદાસ ધરમશી.
૩૦૧ ,, રૂઘનાથજી તારાચંદ.
૩૦૧ ,, રણછોડદાસ નરોત્તમદાસની કંપની.
૩૦૧ ,, ઠાકરશી મૂળજી.
૩૦૧ ,, પુરુષોત્તમ વિશ્રામ માવજી.
૨૫૧ ,, વાલજી અબજી મીઠાવાળા.
૨૫૧ ,, રતનશી મૂળજી.

૨૫૧ શેઠ કાનજી દુવારકાદાસ મટાણી.
૨૫૧ ,, ગોપાળદાસ માધવદાસ.
૨૫૧ ,, કેશવજી ઇસર.
૨૫૧ રાવબહાદુર વસનજી ખીમજી. જે. પી.
૨૫૧ શેઠ વસનજી મુરારજી.
૨૫૧ ,, રાધાકીસન દુવારકાદાસ.
૨૫૧ ,, શામજી લધાની કંપની.
૨૫૧ ,, વસનજી મુરારજી.
૨૫૧ ,, કેશવજી દામોદર જેરામ.
૨૫૧ ,, ચતુરભુજ હેમરાજ.
૨૫૧ ,, નારાણજી દુવારકાદાસ. જે. પી.
૨૫૧ શેઠ દ્વારકાદાસ ધરમશી.
૨૫૧ ,, કુંવરજી લધા ખટાઉ.
૨૫૦ ,, શેઠ આસરલાલજીના ટ્રસ્ટીઓ તરફથી ગાયોની સેવા માટે.
૨૦૨ ,, પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ તથા કિશોરદાસ. વિઠ્ઠલદાસ. ગાયની સેવા માટે.
૨૦૧ શેઠ રતનશી કરમશી.
૨૦૦ ,, કમા રામજી ગાયોની સેવા માટે.
૨૦૦ બાઈ શિવકોર હા૦ શેઠ મોતીલાલ નરોત્તમદાસ.

૨૦૦ શેઠ વલ્લભદાસ કલ્યાણજી.
૨૦૦ રાવબહાદુર કરમશી દામજી. જે. પી.
૨૦૦ ઓ. ગોકળદાસ કહાનદાસ પારેખ. જે. પી.
૨૦૦ શેઠ જગમોહનદાસ વરજીવનદાસ જે. પી.
૨૦૦ શેઠ વીરજી વાલજી.
૧૫૧ ,, સામીદાસ હેમંતદાસ મુલતાની.
૧૫૧ ,, ગંગારામ ત્રિકમદાસ મુલતાની.
૧૨૫ ,, વેલજી સુંદરજી.
૧૨૫ શેઠ દામોદર હરિદાસ.
૧૨૫ ,, પુરુષોત્તમ ભીમજી.
૧૨૫ ,, વાલજી સુંદરજી.
૧૨૫ ,, ચત્રભોજ હરિદાસ.
૧૨૫ ,, જીવણદાસ ત્રિકમદાસ.
૧૨૫ ,, જીવરાજ દયાળ.
૧૨૫ ,, ગોકળદાસ શિવજી.
૧૨૫ ,, માધવજી ઠાકરશી.
૧૨૫ ,, ગોવિંદરામ દ્વારકાદાસ.
૧૨૫ ,, મુરારજી કલ્યાણજી.
૧૨૫ ,, મુરારજી હરિદાસ હા. હંસરાજભાઇ.
૧૨૫ ,, નથુ લાલજીના ટ્રસ્ટીઓ.

૧૨૫ ,, રાઘવજી આણંદજી.
૧૨૫ ,, મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી.
૧૧૧ ,, ઇચ્છારામ મયારામ.
૧૦૧ ,, પ્રેમજી મથુરાદાસ.
૧૦૦ ,, સર હરકીસનદાસ નરોત્તમદાસ નાઇટ, જે. પી.
૮૦ ,, જીવરાજ જુઠાભાઈ ક્ષત્રી મારફત.
૫૧ ,, દ્વારકાદાસ ટોકરસી તરફથી પોતાના સ્વર્ગવાસી ભાઈ દામોદર ટોકરશીના પુણ્યાર્થે.
૫૧ ,, નગીનદાસ દુલભદાસ મોતીરામ.
૫૧ ,, માવજી વલ્લભદાસ.
૫૧ શેઠ હીરજી ધરમશી.
૫૧ ,, વાઘજી વલ્લભદાસ.
૫૧ ,, વલ્લભદાસ હીરજી.
૫૧ ,, ત્રિકમદાસ મૂળજી.
૫૧ ,, લીલાધર ગોપાળ.
૫૧ ,, મુલતાની લખમીદાસ થાવરદાસ.
૫૧ ,, છોટાલાલ ભાઇદાસ મથુરાદાસ તરફથી તેમના ભાઇઓ ચિ. દ્વારકાદાસ તથા ચિ. રતિલાલના શુભલગ્નની ખુશાલીમાં ભેટ.

૫૧ ,, ત્રિકમદાસ તુલસીદાસનાં ધણીઆણી સ્વ. પ્રેમાબાઇના પુણ્યાર્થે.
૫૧ ,, ખટાઉ લધા કેસરવાળા, મંદિરની સેવામાં.
૫૧ ,, ખટાઉ લધા કેસરવાળા, ગાયોની સેવામાટે.
૫૦ ,, જમનાદાસ ત્રિભોવનદાસનાં વિધવા પત્ની મણીબાઈ.
૫૦ શ્રીતત્ત્વવિવેચક પ્રેસના માલીકો.
૫૦ શેઠ નાનજી મેઘજી કોચીન.
૨૬ બાઈ પાર્વતીના પુણ્યાર્થે, તેમના ભાઈ નાથાલાલ નરોત્તમદાસ તરફથી રૂ. ૧૫) તથા શા. લલ્લુભાઈ કલ્યાણદાસ તરફથી રૂ. ૧૧)
૨૫ શેઠ મોતીલાલ ત્રીભોવનદાસ સટ્ટાવાળા.
૨૫ ,, જમનાદાસ નરોત્તમદાસ તરફથી, તેમની સ્વર્ગવાસી દીકરી સૌ. મંગળાગૌરીના પુણ્યાર્થે.
૨૫ ,, કેશવલાલ નારાયણદાસની કંપની.
૨૫ ,, જમનાદાસ નારાયણદાસ તથા ભવાનીદાસ નારાયણદાસ તરફથી પોતાના પિતા શેઠ નારાયણદાસ પાછળ પુણ્યાર્થે.
૨૫ ,, શ્રી સીવરી બંદરના ઘાસવાળાની કંપની.
૨૫ ,, જગમોહનદાસ મંગળદાસ નથુભાઈ.

૨૫ ,, ભૂખણદાસ ભાણાભાઈ.
૨૫ ,, મુલતાની લાલચંદ જશોદામલ.
૨૫ શા. વિઠ્ઠલ રાજારામ દલાલ.
૨૫ શા. કેશવરામ દયારામ દાંતવાળાના પુણ્યાર્થે
હા. શા. ઠાકોરદાસ કેશવરામ.
૨૫ શેઠ હીરાલાલ ધરમદાસ સરૈયાનાં વિધવા ધર્મ-
પત્ની બાઈ નંદાગૌરી તરફથી પાઠશાળાખાતે.

---

# ૧. મુંબાઇના માનપત્રની નકલ.

॥ श्री ॥

## ॥ श्रीगोपालकृष्णोविजयते ॥

श्रीमान्परमेश्वरः कृपालुर्वागादींद्रियाद्यगोचरोपि प्रारब्धकर्मफलदानेनप्राणिनामनुग्रहाय जगद्रूपेणाविर्भूयसर्वानर्थनिवारणहेतून् स्वनिःश्वासभूतान्वेदान् प्रथमं हिरण्यगर्भे प्रत्युपदिदेश ॥ ततो मंदमत्यनुजिघृक्षया स्वोपदिष्टवेदार्थमेवोपबृंहयितुं स्वयमेव मनुव्यासजैमिनिप्रभृतिमुनिरूपेणाविर्भूय धर्मप्रकाशनहेतून् स्मृतिपुराणादीन् रचयामास ॥ एवमपि कलिमालिन्यवशाज्ज्ञानदुर्बलाञ्जनानालोच्य स्मृत्याद्युपबृंहितवेदार्थतत्वमेवस्फुटीकर्तुं तत्तदाचार्यरूपेणावतीर्य जनानन्वग्रहीत् ॥ ततोप्यतिघोरकलिकालवशात्तत्तदुक्तिष्वपि नानाविधकुतर्कवशेनाविश्वासतामसव्यापारविपरीतमतीनां जनानां मनसियाथार्थ्येन तत्तात्पर्यंप्रकाशयितुमार्यसुधर्मोदयसभायांपक्षेपक्षे धर्मतत्वोपदेशेन बुभुत्सूनांमतिमालिन्यं निराकर्तुं किरणाधूतपापाचेत्याद्युक्तपञ्चनदिवज्जनचित्तानां शोधकत्वेन धर्मतत्वोत्तेजकसंस्कृतगवीनांवर्धकत्वेनचान्वर्थितनामोपनामानः **पञ्चनदिगोवर्धनशर्माणः**सभासदस्तन्मनोनुरञ्जनेनानुगृह्णंति॥येच स्वस्वधर्मंबुभुत्सुभिःस्वानर्थनिवृत्तयेसुरैर्हरिरिव प्रतिदिनमभ्यर्थ्यन्ते यांश्चवाग्देवतास्वयमेवागत्यब्रह्माणमिवावलम्बते॥यैश्चविद्यासवितुः

स्वसवितुर्मुखादधिगतसकलविद्यैः श्रीयुक्तलाडूबेटीघनश्याम भट्टाभिधानौ स्वमातापितरौ कृतबहुतपसौ वासुदेवेन देवकीवसुदेवाविव परं समतोष्येताम्॥ येभ्यश्च धर्मं बुभुत्सवो जनाः परमेश्वरार्पणबुद्ध्यैव वसूनि यथाशक्ति प्रयच्छति॥ येभ्यो निर्गता वाचः सर्वात्मनासुजनानानन्दयन्ति ॥ येषां च सकलशास्त्रहृदयज्ञातृत्वमखिलबुधैरभिनन्द्यते॥ येषु च विलक्षणं वदत्वं वदान्यत्वमखिलजनमनोहारिशीघ्रकविताशक्तिः सौजन्यं सदाचारसंपत्तिश्च विराजन्ते॥ तादृशेभ्यो भवद्भ्य एतदखिलं वृत्तमनुभूयामितं मोदमादधानाः सर्वे वयमविरतसहवाससुखविच्छित्तिपरिहाराशया यथाशक्ति द्रव्यविश्राणनद्वारासाहाय्यंकुर्वाणा अद्य यत्किंचिदुपचितं वित्तं वितीर्य बहुसत्कारसूचकमिदं मानपत्रं समर्पयामः ॥ एतच्च भवद्गुणवर्णनाऽपर्याप्तमपि केवलमस्मास्वनुकम्पयाङ्गीकुर्वन्त्वत्रभवन्तो भवन्त इतिविज्ञसयःसमुल्लसन्तुतराम् ॥

मुंबापुर्यां माधवारामे ( माधवबागमध्ये ) खाकाशवसुवसुधामिते १८०१ शकाब्दे चैत्रबहुलचतुर्दश्यां रविवासरान्वितायामर्पितमिदम्.

**વરજીવનદાસ માધવદાસ.** अध्यक्ष.

વંદરાવનદાસ પરશોતમદાસ.
ત્રીભોવનદાસ વરજીવનદાસ.
ચતુરભોજ મુરારજી.
ગોકળદાસ જગમોહનદાસ.

आनरेरी सेक्रेटरीओ.

મુંબાઈના માનપત્રનો ગૂજરાતીમાં સાર;—

શ્રીમાન્ પરમેશ્વર કૃપાલુ છે, મનુષ્યોની વાણી વિગેરે ઇંદ્રિયો તેના સ્વરૂપમાં પહોંચી શક્તિ નથી. તો પણ તે પોતેજ જગત્રૂપે પ્રગટ થયા છે. જીવોના પ્રારબ્ધ કર્મનું ફળ આપી તેઓનો અનુગ્રહ કરવાસારૂ તેણે જગત્ સરજ્યું અને પોતાના નિશ્વાસરૂપ વેદ તે પરમેશ્વરે પ્રથમ બ્રહ્માને શીખવ્યા. ત્યારપછી તે વેદોના અર્થ કેટલાએક મંદબુદ્ધિ લોકો ન સમજવા લાગ્યા, ત્યારે તેવા લોકોપર અનુગ્રહની ઇચ્છાથી પોતેજ મનુ, વ્યાસ, જૈમિની ઇત્યાદિ ઋષિ—રૂપ ધરીને સ્મૃતિ પુરાણાદિક કર્યાં. પ્રથમ પોતે કહેલો વેદોનોજ અર્થ સ્મૃતિ પુરાણાદિકમાં સહેલીરીતે કહીને ધર્મનો પ્રકાશ કર્યો. આવી રીતે વેદ, સ્મૃતિ, પુરાણો પ્રગટ કરે છતે, પણ જ્યારે કલિયુગની મલીનતાથી લોકો જ્ઞાનશક્તિમાં અત્યંત દુર્બળ થઈ ગયા ત્યારે મનુષ્યોને જોઇને પરમેશ્વર પોતે તે તે આચાર્યરૂપ થયા, અને સ્મૃતિ પુરાણ વગેરેથી દઢ કરેલા પદાર્થજ પાછા સ્ફુટ કરીને પ્રાણીયોપર અનુગ્રહ કર્યો. એમ થયું છે તોપણ હાલ અતિઘોર કલિયુગના જોરથી નાનાપ્રકારના કુતર્કો ઊઠેછે તેથી તે આચાર્યોના ગ્રંથોમાં પણ લોકોને વિશ્વાસ રહેતો નથી. દુષ્ટ ગ્રંથોના અભ્યાસથી લોકોની બુદ્ધિ ફરી ગઇ છે. આવા વખતમાં ખરી રીતે વેદ,

સ્મૃતિ, પુરાણનું, અને આચાર્યોના ગ્રંથોનું તાત્પર્ય લોકોના મનમાં પ્રકાશ કરવા માટે "આર્યસુધર્મોદય" સભામાં પ્રત્યેક પખવાડિયાંવિષે ધર્મતત્વનો ઉપદેશ કરીને જીજ્ઞાસુ જનોની મતિની મલીનતા મટાડવા માટે પરમેશ્વરે "પંચનદિ ગોવર્દ્ધનલાલાજીને" પ્રગટ કરેલા છે; જેમ કાશીમાં કિરણા, ધૂતપાપા વિગેરે પુરાણોક્ત પાંચ નદિયો મનુષ્યોના ચિત્તને શુદ્ધ કરનારી છે, તેમ આ પંડિત પણ મનુષ્યોના મનને પવિત્ર કરેછે તેથી એઓનું "પંચનદિ" એ ઉપનામ સાર્થક છે. ધર્મતત્વને ઉત્તેજન આપનારી (ગો) સંસ્કૃતવાણી તેની વૃદ્ધિ આ પંડિત કરેછે તેથી એઓનું "ગોવર્દ્ધન" એ નામ સાર્થક છે, માટે એ પંડિત સભાસદોના મનનું રંજન કરી, તેઓની ઉપર અનુગ્રહ કરેછે. જેમ દેવતાઓ પોતાના અનર્થો દૂર કરવા શ્રીહરિની પ્રાર્થના કરેછે તેમ પોતપોતાના ધર્મના જિજ્ઞાસુ લોકો પોતાના અનર્થો દૂર કરવા પંડિતની પ્રાર્થના કરેછે. બ્રહ્માની પેઠે જે પંડિતની પાસે સરસ્વતિ પોતાની મેળે આવી અવલંબન કરેછે. વિદ્યાઓમાં સૂર્ય જેવા પોતાના પિતાની પાસેથીજ જે પંડિત સર્વ વિદ્યાઓ શીખેલા છે. જેમ વાસુદેવે વસુદેવજી તથા દેવકીજીને સંતુષ્ટ કર્યાં હતાં તેમ, ઘણું તપ કરનાર શ્રીયુક્ત "શ્રીલાડુબેટીજી" તથા "શ્રીઘનશ્યા-

મ ભટ્ટજી” એ નામના પોતાનાં માતાપિતાને સંતુષ્ટ કર્યાં છે. ધર્મજિજ્ઞાસુ લોકો પરમેશ્વરાર્પણ બુદ્ધિથીજ એ પંડિતને યથાશક્તિ દ્રવ્ય અર્પણ કરે છે. જેના મુખથી નીકળેલાં વચનો સર્વ પ્રકારે સુજનોને સુખ આપે છે. સર્વ શાસ્ત્રોમાં જેઓની મર્મજ્ઞતા સર્વ પંડિતો વખાણેછે, જેઓમાં વક્તાપણું, ઉદ્દારપણું, સર્વ જનના મનને હરણ કરનારી શીઘ્ર કવિતાની શક્તિ, સૌજન્યની અને સદ્દાચારની સમૃદ્ધિ, એ સર્વ ગુણો શોભે છે. ઉપર કહેલા સર્વ ગુણયુક્ત આપને, આ સર્વ વાતનો અનુભવ લઇને અપરિમિત આનંદ પ્રાપ્ત થતાં સર્વે અમે ઘણા સ-ત્કારનું સૂચક આ “ માનપત્ર ” અર્પણ કરીયે છીએ, અને નિરંતર આપના સહવાસનો લાભ લેવા યથાશક્તિ દ્રવ્યના અર્પણથી સહાયતા કરવાસારૂ આજે થોડું એક એકઠું થયેલું દ્રવ્ય* અર્પણ કરીએ છેયે. આ “ માનપત્ર ” આ-પના સર્વ ગુણનું વર્ણન કરવાને અસમર્થ છે, તોપણ અમારા ઉપર કૃપા કરી એનો આપ સ્વીકાર કરશો. એવી અમારી અતિશય પ્રાર્થના છે.

સંવત ૧૯૩૫ ચૈતર વદ ૧૪ રવેઉ.

---

* આ સન્માનાર્થે ફંડમાં તે વખતે રૂ. ૧૮૮૫૫) ભરાયા હતા, જેમાંથી ૮૦૦૦ તો માનપત્ર સાથે પંડિતજીને ભેટ આપ્યા હતા.

## २. કલકતાના માનપત્રની નકલ.

## श्रीश्रीहरिः शरणम् ।

श्रीमन्तः सकलजनप्रशंसितसौजन्यवदान्यादिगुणरत्नरत्नाकरा अनेकदेशवास्तव्यजनजेगीयमानयशःस्तोमनिकराःश्रीमद्वल्लभाचार्यप्रवर्तिताचारविचारचातुरीधुरीणार्यजनहृत्पुण्डरीकप्रभाकरावेदान्तभट्टाचार्याशुकवीश्वरेत्याद्यनेकोपनामालङ्कृताः पाण्डित्यगुणगणगुम्फिताः स्वाधिष्ठानातिशयितमुम्बानगरीशोभाविशेषाभवन्तः **पंचनदीश्रीगट्टूलालमहोदयाः** समुपेत्यात्र श्रीजगन्नाथतीर्थयात्राप्रसंगेनात्रत्यान् शिष्टान् विदुषश्च स्वात्मनः शतावधानितां यथार्थयन्तोऽसाधारणस्मृतिशक्तिपरिचायकेनापरिचितास्वनेकभाषासु विविधावधानप्रदर्शनेन समीक्षकजनाभिलषितविषयानुसारिसमस्यापूर्तिपाण्डित्येन पञ्चदशपलाभ्यन्तरएव पंचविंशतिश्लोकनिर्माणनैपुण्येन सांगवेददर्शन-धर्मशास्त्र-व्याकरणादिविविधविद्याविवेकशक्तिसंयुक्तत्वेन विविधालंकारालङ्कृतकाव्यप्रणयनेन विनयादिगुणगणगरिम्णा च भृशं संतोषयन्ति स्मेति । विशेषतश्चाबाल्यान्धानां भवतामेष उत्कर्षप्रकर्षोऽतीवास्माकं बिस्मयावहः कौतुकावहश्चेत्यतदभिज्ञानभूतमभिनन्दनपत्रमदः श्रीमद्भ्यः सबहुमानं समर्प्यतेऽस्माभिरितिशम् ॥=॥

सौराश्विनस्य चतुर्विंशतितमे दिने ॥ संवत् १९४७ । कलिकाताराजधान्याम् ।

महामहोपाध्यायविद्यारत्नोपाधिकेन श्रीभुवनमोहनशर्मणा—

महामहोपाध्यायन्यायरत्नोपाधिक श्रीराखालदासदेवशर्मणा—

तर्कवागीशोपाधिक श्रीकामाख्यानाथशर्मणा—

स्मृतिरत्नोपाधिकेन श्रीमधुसूदनशर्मणा—

श्रीउपेन्द्रमोहनशर्मगोस्वामिना—

महामहोपाध्याय श्रीदीनबंधुदेवशर्मणा—

महामहोपाध्यायन्यायरत्नोपनामकेन श्रीमहेशचन्द्रशर्मणा—

सि, आय्, ई.

श्रीगोविंदशास्त्रिणा—

श्रीचन्द्रकान्तशर्मणा—

श्रीसदानन्दमिश्रेण—

श्रीरामेन्द्रन्यायवागीश भट्ट पल्लिनिवासी—

महाराजा बाहादुर ठाकुरोपाधिकसार श्रीयतीन्द्रमोहनशर्मणा—

के, सि, एस्, आई.

राजा श्रीप्यारीमोहनमुखोपाध्याय— सि, एस्, आई.

राजा सार श्रीसौरींद्रमोहनठाकुर— सि, आई, इ, इत्यादि—

मुखोपाध्यायोपाधिक श्रीशिवनारायणशर्मा—

श्रीविधुभूषणमुखोपाध्याय श्रीरासविहारीणशर्मा—

श्रीमधुसूदनशर्मा स्मृतिरत्नोपाधिक भट्ट पल्लिनिवासी

श्रीहृषीकेशशास्त्री—

विद्यारत्नोपाधिक श्रीमहेन्द्रनाथशर्मगोस्वामिना—

न्यायरत्नोपाधिक श्रीराजकुमारशर्माणः—

बाबु श्रीदामोदरदासवर्मा—

राजा श्रीराजेन्द्रनारायण देवबहादुर—

राजा श्रीराजेन्द्रलालमित्र-सि, आई, ई, एन्ड एल्, एन्, डी.

बाबु श्रीगिरीन्द्रचन्द्रघोषस्य

बाबु श्रीगिरिश्चन्द्रदास रायबहादुर—

बाबु श्रीरमानाथघोषस्य

बाबु श्रीनंदलालवसु—

## श्रीमत्पण्डितगट्टूलालप्रशस्तिः ।

श्रीमद्गट्टूलाल आसीन्न कस्य
वन्द्यः काव्यास्वादलुब्धस्य पुंसः ।
शास्त्राचार्यः कोऽपि धर्मे विनेता
किं किं नासीत्पुण्यराशिः स मूर्तः ॥ १ ॥
संगीतस्य प्राप्य हृद्यं तदङ्गं
तेनाभ्यस्तं कालमानं मृदङ्गः ।
ताले ताले मूर्छनाः स्युः कियत्यो
वक्तुं शक्तो वाद्यवित्कोऽपि लोके ॥ २ ॥
ज्योतिःशास्त्रं ग्रन्थतोऽधीत्य तेन
दैवज्ञानां प्राप्तमग्रेसरत्वम् ।
श्रौते चासील्लब्धवर्णः किमन्य-
च्छ्रोत्रग्राह्यं तस्य नासीदविभ्रम् ॥ ३ ॥
मर्त्ये लोके कोऽप्ययं ब्रह्मवादी
पूर्वाचार्यः कौतुकेनावतीर्णः ।
पापं द्रष्टुं दुःसहं चिन्तयित्वा
दृष्ट्याहीनोऽयापयत्स्वीयमायुः ॥ ४ ॥
मोहस्थानैः पापबीजैः प्रभूतैः
कष्टं क्लिष्टं जन्म मानुष्यकेऽस्मिन् ।

माभूत्पातः संस्रुताबित्यनेन
चक्षुर्वर्जं जीवितं स्वीकृतं नु ॥ ५ ॥
हृत्वा दृष्टिं तत्स्थले तैलबुद्धिं
दत्वाऽऽनृण्यं किंनु यातो विरिञ्चिः ।
श्रोत्रप्राप्तं तत्कथं वज्रटङ्कै-
र्निम्नोत्कीर्णं तस्य हृत्पट्टिकायाम् ॥ ६ ॥
अन्धा नूनं लक्षशः सन्ति लोके
यष्टिं धृत्वा प्रस्खलन्तश्चलन्ति ।
स्पर्शं स्पर्शं जानते वस्तु किंचित्
प्रज्ञाचक्षुर्लालजीरेक एव ॥ ७ ॥
चक्षुष्मन्तः पापठत्यक्षराणि
दर्शं दर्शं तान्यहो विस्मरन्ति ।
अन्धो हीनः साधनैरप्यभिज्ञः
गट्टूलालः कोऽपि तत्रापवादः ॥ ८ ॥
दुर्बोधानि प्रायशः पाठितानि
केनास्यासंस्तानि षड्दर्शनानि ।
केनास्यासीत्काव्यबीजं हृदिस्थं
गाढप्रेम्णा प्रोक्षितं पोषितं च ॥ ९ ॥
आसीन्मुख्यो यज्ञकल्पे सदस्यः
पुण्यग्रामे श्रौतपारंगतोऽसौ ।

आसं धन्यस्तर्हि तद्दर्शनेन
याता अब्दाः पञ्चपञ्चा इदानीम् ॥ १० ॥
तस्मिन्काले नैकशो दर्शनाय
यातो मित्रैः सार्धमस्याश्रमाय ।
दृष्टोऽपूर्वस्तस्य बुद्धिप्रभावः
कालो यातस्तत्स्मृतिर्नैव याता ॥ ११ ॥
मैत्रेयो यश्चारुदत्तस्य मित्रं
भूमिं तस्य प्रासवानेकदाहम् ।
दत्ताऽऽव्हा मे सा परीहासपूर्वं
तां तं चाहं सास्रमद्य स्मरामि ॥ १२ ॥
योयः श्लोको रङ्गभूमौ मयोक्त-
स्तंतं प्रेम्णा मामनुव्याजहार ।
यत्सौरस्यं नाट्यबन्धे च तस्मिन्
तन्मुद्रायामुल्लसद्दृश्यते स्म ॥ १३ ॥
पश्यामीव व्याघ्रचर्मासनस्थं
संध्यायन्तं रक्तकौशेयवस्त्रम् ।
स्निग्धैः शिष्यैः सेवितं सूक्ष्मदेहं
श्रीमद्गङ्गूलालमद्यापि किंतु ॥ १४ ॥
यो यो यातो दर्शनायास्य सूरेः
शिष्यैरूचे स्वागतं तस्य तस्य ।

श्रुत्वा तेषां संस्कृतोक्तिं बहूनां
श्रीवाल्मीकेः स्मारितोन्वाश्रमस्य ॥ १५ ॥
चित्रालापाच्छास्त्रवादानुताहो
काव्यं नव्यं स्वादु किंवा पुराणम् ।
भक्त्याऽश्रौषं विस्मयाविष्टचेता
गोष्ठीसौख्यं तत्तदद्य स्मरामि ॥ १६ ॥
व्याख्यातारो दर्शनानां भवेयु-
र्नैदृग्दृष्टा कुत्रचित् काव्यशक्तिः ।
श्लेषः किंवा क्लिष्टशब्दा समस्या
या या पृच्छा पूरिता तेन सद्यः ॥ १७ ॥
जातो यावन्नैव चक्षुर्निमेषः
पद्यं हृद्यं तेन तावन्निबद्धम् ।
तत्तत्पत्रे शीघ्रमारोपयन्ती
कामं क्लिष्टा लेखनी वर्णचञ्चोः ॥ १८ ॥
यद्यत्पद्यं लेखितुं नावकाशः
क्लृप्तं तस्य प्रातिनिध्ये नवीनम् ।
मुक्तामालासन्निभाऽनन्तराला
नासीत्तुष्ट्यै कस्य सा पद्यधारा ॥ १९ ॥
यावच्चित्ते चिन्तितः पद्यबन्धः
तावद्दत्तं यौगपद्येन तेन ।

नानाकर्मव्यापृतौ भाषणे च
वाद्ये गीते क्रीडने चावधानम् ॥ २० ॥
प्रायः षण्णां दर्शनानां प्रवक्ता
नैवेदानीं दृश्यते पुण्यभूमौ ।
विद्वद्रत्नं लालजीतुल्यमद्य
कुत्रासाद्यं भूतधात्र्यां विशुद्धम् ॥ २१ ॥
धर्म्ये कार्येऽध्यापने शास्त्रचर्चा-
काव्यग्रन्थप्रेक्षणादिक्रियासु ।
आयुर्नीतं पुण्यमार्गेण येन
गट्टूलालः सोऽद्य नामावशेषः ॥ २२ ॥
एतत्तुल्यः कोऽनु भव्यः कदा वा
कस्यां भूमौ पापजुष्टे युगेऽस्मिन् ।
यूरोपीयग्रन्थजिज्ञासयाऽमी
आर्यंमन्याः संस्कृतं नाद्रियन्ते ॥ २३ ॥
मयि स्नेहो भूयान्
स्वजन इव तस्याभवदथो
न जातो दुर्दैवात्
क्वचन सहवासः पुनरपि ।
यथा तस्य प्रेम्णः
स्मरणमवशिष्टं मनसि मे

तथा कीर्तिस्तस्य

स्फुरति वसुधायां शिखरिणी ॥ २४ ॥

मैत्रेयस्य कृतिर्मुदे दिविषद-

स्तस्यास्तु शान्तात्मनः

प्रीतिः सैव कदापि या स्वविषया-

ऽपेक्षते निष्कृतिम् ।

स्मर्तव्योपकृतिस्तथापि सुहृदः

सेयं प्रशस्तिः कृता

यस्यासीद्विदुषां सभासु सुचिरं

शार्दूलविक्रीडि ॥ २५ ॥तम्

आगाशे गणेशशर्मा.

## મુંબાઈમાં મન્દિર.

ગોલોકવાસી પંડિત **શ્રીગટ્ટૂલાલજીની** યાદગીરી મુંબાઈમાં ચિરકાળ કાયમ રહે, એ હેતુથી ત્રણ પ્રકારની યોજના ઘડી કાઢી છે, તથા ત્રણ પ્રકારનાં ફંડ ઉઘાડવામાં આવ્યાં છે.

૧. પંડિતશ્રીનાં માતાજી **શ્રી લાડુબેટીજી** મહારાજે પોતાના પીએર શ્રીજુનાગઢથી આણેલા શ્રીમદ્બાલમુકુંદ પરમાત્માની સેવા, વૈષ્ણવ સંપ્રદાય પ્રમાણે ચાલુ રાખવી.

૨ પંડિતજીની સ્થાપેલી "વિદ્યાલક્ષ્મી" સંસ્કૃત પાઠશાળા ચાલુ રાખવી.

૩. પંડિતશ્રીના ગ્રંથોનું એક પુસ્તકાલય સ્થાપવું તથા તેમાં બનતો વધારો કરતા રહેવું.

ઉપલી ત્રણે યોજના અમલમાં મૂકવા માટે પ્રથમ એક વિશાળ મકાન જરૂર જોઇએ. તેટલામાટે પંડિતજીનું પોતાનું જે મંદિર તદ્દન જીર્ણ થયું હતું, તેની ઉપલાં ત્રણે ખાતાંનો હાલ તરત સમાવેશ પાય એવી તદબીરથી, નવેસરથી મરામત તથા પાકી બાંધણી કરાવી છે. તે ખાતે લગભગ રૂા. ૩૦૦૦૦ ત્રીસહજારનો ખર્ચ થયો છે. તે પૂરો થતાં સુધી સ્મારક ફંડની આ નિશાની વાળી પહેલી ટીપ ચાલુ રાખવામાં આવશે. જે

ટીપમાં આજ સુધીમાં નીચેની યાદી પ્રમાણે નાણું ભરાયું છે.

## અ—મંદિર બંધાવવા ખાતાની યાદી.

૭૮૩૯ પંડિતશ્રીને મુંબાઈની પ્રજાએ આપેલા માનપત્ર વખતે થએલા "સન્માનાર્થે" ફંડમાંથી રહેલા તે, શેઠ ચતુરભુજ મુરારજી તથા શેઠ ત્રિભોવનદાસ વરજીવનદાસ તરફથી મળ્યા.

૧૦૦૦ આર્ય સુધર્મોદય સભા, મુંબઈ.

૧૦૦૧ શેઠ દેવકરણ નાનજી ગુપ્ત.

૫૦૦ શેઠ ત્રીભોવનદાસ તથા જગમોહનદાસ વરજીવનદાસ.

૫૦૦ શેઠ ચતુરભુજ મોરારજી.

૫૦૦ શેઠ ગોરધનદાસ ગોકળદાસ તથા શેઠ નારણજી દ્વારકાદાસ.

૪૦૧ શેઠ ધરમશી તથા નરોતમદાસ મુરારજી ગોકલદાસ.

૪૦૦ શેઠ મુલજી જેઠાની કંપની.

૩૦૧ શેઠ ઠાકરશી મુલજીના છોકરાઓ..

૩૦૦ મહારાણા શ્રીકરણસિંહજી લખતર દરબાર.

૨૫૫ શેઠ ત્રીભોવનદાસ મંગળદાસ નથુભાઈ.

૨૫૧ શેઠ પુરૂષોતમ વિશ્રામ માવજી.
૨૫૧ શેઠ ગોકલદાસ માધવજી.
૨૦૦ શેઠ લખમીદાસ ખીમજી.
૨૦૦ શેઠ ત્રીભોવનદાસ જગજીવનદાસ. હસ્તે ઈશ્વરદાસ
૨૦૦ શેઠ દામોદર તાપીદાસ વ્રજદાસ.
૨૦૦ શેઠ જગન્નાથ ત્રીજભુખણદાસ. મંદિરમાં કૂવો બં-
ધાવવા માટે.
૨૦૦ મહારાજાધિરાજ ઠાકોરસાહેબ સર ભાવસિંહજી
બહાદુર, ભાવનગર.
૧૫૧ શેઠ નરશી ખટાઉ.
૧૫૧ શેઠ મુરારજી ગોકલદાસ મનજી.
૧૫૧ શેઠ જેરામ નારણજી.
૧૫૧ શેઠ સખારામ મંછારામ.
૧૫૧ શેઠ ભગવાનદાસ નરોતમદાસ.
૧૫૧ શેઠ ડાહ્યાભાઈ તાપીદાસ વ્રજદાસ.
૧૩૧॥ શ્રી લાડ વણિક મંડળ પુસ્તકાલય માટે.
૧૨૫ શેઠ ભાઈદાસ નરોતમદાસ.
૧૨૫ શેઠ ખીમજી જીવા.
૧૦૧ શેઠ મનમોહનદાસ રામજી.
૧૦૦ શેઠ ગોવિંદદાસ કૃષ્ણદાસ લાડ, મદ્રાસ.

૧૦૦ મહારાજાધિરાજ સર સયાજીરાવ ગાયકવાડ, સેના ખાસખેલ સમશેર બહાદુર, જી. સી. એસ. આઈ. વડોદરા.

૧૦૦ ડાકટર સર ભાળચંદ્ર કૃષ્ણ ભાટવડેકર.

૧૦૦ શેઠ જગજીવન કલ્યાણભાઈ.

૧૦૦ રા. રા. ભાઇશંકર નાનાભાઈ પુસ્તકાલય માટે.

૧૦૦ શેઠ અબજી ઉમરશી.

૫૧ શ્રી ભીંડી બજારના કાપડના હિંદુ વેપારીઓ.

૫૧ રા. રા. મંછાશંકર જીવણરામ વકીલ.

૫૧ શેઠ મોતીલાલ ડાહ્યાભાઇની કં.

૫૦ શેઠ કલ્યાણદાસ તથા તુલશીદાસ કેશવદાસ.

૫૧ શેઠ વીરજી વહાલજી.

૫૦ શેઠ રણછોડદાસ ત્રીભોવનદાસ.

૫૦ રા. રા. મોતીલાલ ત્રીભોવનદાસ સટ્ટાવાળા.

૨૯ રા. વિઠ્ઠલ રાજારામ દલાલ.

૨૫ શેઠ મુરારજી આણંદજી ટના. બી. એ. એલ. એલ. બી. રાજકોટ.

૨૫ રા. રા. મોતીરામ દલપતરામ દેશાઈ.

૨૫ રા. રા. નગીનદાસ ભક્તિદાસ સક્કાઈ.

૨૫ રા. રા. ગીરજાશંકર કાશીરામ દ્વિવેદી.

૨૫ શેઠ હીરજી હરિદાસ.
૨૫ શેઠ હરજીવનદાસ ગોકુલદાસ મરચંટ.
૨૫ રા. રા. રામદાસ કાશીદાસ મોદી.
૨૫ શેઠ માણેકલાલ દામોદરદાસ ખાટા.
૨૫ શેઠ પીતાંબર લાલજી.
૨૫ શેઠ મનમોહનદાસ દયાલદાસ.
૨૫ રા. રા. ત્રીભોવનદાસ નરોતમદાસ માલવી.
૨૫ રા. રા. નરભેરામ માણેકલાલ વલસાડ.
૧૫ રા. રા. ડાહ્યાભાઈ જગજીવનદાસ માસ્તર.
૨૦ શ્રીમોડાસા ગામના મહાજન તરફથી. હા. રા. સા. ત્રીભોવન અમથાલાલ.
૧૬ શ્રીરામપુર ગામના પંચ તરફથી.
૧૫ શ્રીપીલવણ ગામના પંચ તરફથી.
૧૫ શેઠ વીરજી ભગવાન.
૧૫ રા. રા. છોટાલાલ ડાહ્યાભાઈ વકીલ.
૧૫ ભૂલેશ્વરના કીનારીના વેપારી.
૧૫ શેઠ વાડીલાલ હરિલાલ.
૧૧ શેઠ બાલકીસનદાસ પરશોતમદાસ.
૧૧ શેઠ ગુલાબદાસ કરસનદાસ.
૧૧ શેઠ ગોપાલજી વહાલજી કાપડીઆ.

૧૦ રા. રા. કમળાશંકર પ્રાણશંકર ત્રીવેદી.
૧૦ વૈદ્ય અંબાશંકર બહેચર, વડોદરા, પોતાની ધર્મ-
પત્ની પાછળ પુણ્ય નિમિત્તે.
૧૦ રા. રા. ચુનીલાલ બાપુજી મોદી.
૧૦ રા. રા. માણેકલાલ વીજભુખણદાસ.
૧૦ શાસ્ત્રી શંકરદાજી પદે.
૧૦ રાવસાહેબ ગુલાબભાઈ કંથડભાઈ, મામલતદાર,
આણંદ.
૧૦ એક ગૃહસ્થ (મેશર્સ એન. એમ. કંપની મારફત.)
૧૦ શેઠ રૂગનાથ બાળકૃષ્ણ વકીલ, ધારવાડ.
૧૦ શા. બ્રીજમોહનલાલ સૂરજરામ, હેડમાસ્તર હા-
ઈસ્કૂલ, ખંભાત.
૧૦ શા. છોટાલાલ પ્રાણજીવનદાસ તલાટી, અમદાવાદ.
૫ પારેખ જમનાદાસ ગોકળદાસ, અમરેલી.
૫ રાવસાહેબ દલપતરામ પ્રાણજીવન ખખ્ખર.
૫ રા. રા. વ્યંકટરાવ ભીખાજી લાડ.
૫ રા. રા. છોટાલાલ લલ્લુભાઈ પટેલ, અમદાવાદ,
પોતાના પુત્ર પ્રાણલાલ પાછળ પુણ્ય નિમિત્તે.
૫ શેઠ ગીરધરદાસ મૂળચંદ.
૫ રા. રા. ભીમભાઈ શુરભાઈ દેશાઇ.

૫ રા. રા. ગોપાળજી કરસનદાસ.
૫ રા. રા. મોતીચંદ કપુરચંદ ગાંધી, પોરબંદર.
૫ મેસર્સ. જી. જી. રેલે. કુ. બુકસેલર, માધવબાગ.
૫ રા. રા. વશનજી પરમાનંદ ચાહેવાળા, બુકસેલર.
૫ રા. રા. અંબારામ વિષ્ણુરામ.
૫ રા. રા. રતનલાલ જેકીશનદાસ.
૩ રા. રા. વિશ્વનાથ ચિંતામણ ગોરે.
૩ રા. રા. નારાયણ વિશ્વનાથ પટવર્ધન.
૩ રા. રા. વ્યંકટેશ અનંત જોશી, નકશા બનાવનાર.
૨ રા. રા. ગણેશ સદાશિવ ફડકે.
૨ મેશર્સ પુરંધરે અને કં. બૂકસેલર, માધવબાગ.
૨ રા. રા. બી. વ્યંકટેશ વિઠ્ઠલ પૈ, બૂકસેલર,
૨ રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, (પુસ્તક પ્રસારક મંડળી મારફત.)
૨ શા. તુલસીદાસ પ્રાણજીવનદાસ કાપડીઆ, પુત્રોના લગ્નસમયે.
૨ રા. રા. રતનલાલ આત્મારામ, લગ્નની ખુશાલીમાં.
૨ શેઠ કરસનદાસ નારણદાસ બૂકસેલર, સુરત.
૨ શેઠ વર્ધમાન મુળજી.
૨ રા. રા. ગણેશ વિષ્ણુ દીક્ષિત.

૧ શા. મોતીચંદ શિવજી.
૧ શા. કલ્યાણજી ચતુરભુજ.
૧ શા. બાળમુકુંદ રાજારામ.
૧ રા. રા. રઘુનાથ રામચંદ્ર દાતીર.
૧ રા. રા. મહાદેવ બાલકૃષ્ણ વાગલે.
૧ રા. રા. ધોંડુ લક્ષ્મણ આરસ.
૧ રા. રા. પાંડુરંગ ગણેશ દાંડેકર.
૧ રા. રા. ત્રીભોવનદાસ ગોપાળદાસ, સુરત.
૧ રા. રા. દામોદર વિઠ્ઠલ ગુપ્તે.
૧ રા. રા. અનંત્ત રામચંદ્ર રેગે.
૧ વ્યાસ ખીમાશંકર રણછોડ.
૧ શેઠ મગનલાલ નગરશેઠ.
૧ શેઠ મોહનલાલ મહાસુખરાય.
૧ રા. રા. જનાર્દન વાસુદેવ ગોડબોલે.
૧ રા. રા. શિવરામ શ્રીધર સહસ્રબુદ્ધે.

## વસોમાં નાણાં ભરનારા સદ્‌ગૃહસ્થોનાં નામની ટીપ.

૫) પટેલ રણછોડભાઈ નરોત્તમદાસ.
૫) શા. ઝવેરદાસ કલ્યાણજી.
૪) શા. ત્રીભોવનદાસ પ્રેમજી, મદ્રાસવાળા.
૨) પટેલ પુરૂસોતમદાસ હરિભાઈ.
૨) દવે નારણભાઈ ચત્રુભુજ.
૧) શા. કલ્યાણદાસ લાલદાસ.
૧) કવિ શિવાનંદજી રામકૃષ્ણ.
૧) ભટ જગન્નાથ આશારામ પુરાણી.
૧) વ્યાસ ગોવર્ધન લલુભાઈ.
૧) વ્યાસ ગોવર્ધન લલુભાઇની
દીકરી ચંચળના પુન્ય નિમિતનો.

# આર્યધર્મપત્રિકા.

.તશ્રી ગટ્ટુલાલજી સર્વેને આર્ય ધર્મબોધ
યે કર્યા કરતા હતા તેથી તેમના સ્માર
- ના નામથી એક પત્રિકા, હિંદુઓના વારતહે
હાર પાડી, મફત વહેંચવાની ગોઠવણ કરી છે.
કે કોઇપણ ગૃહસ્થ કોઇપણ નિમિત્તે ઓછામ
૨૦૦૦ નકલોની છપામણીનો ખર્ચ આપે, તો
વારનું વર્ણન તથા તેને લગતા દેશકાળ અનુસાર
તથા તે ઉપરથી લેવાનો સારરૂપ ધર્મબોધ છા
હેંચવો. આવી પત્રિકાની ૨૦૦૦ નકલની
રૂા. ૧૦ પડે છે તથા તે પછી દરેક હજારે રૂા. ૩ વ-
ધારે લાગે છે. ઓછામાં ઓછા પંદર દિવસ પૂર્વે ખ-
બર મળવી જોઇએ, કેમકે ઉતાવળથી જોઇએ તેવું
કામ થઈ શકતું નથી. ધર્મશાસ્ત્રોના જાણનારા સારા
લેખકો માગેલા વિષયો ઉપર સારા લેખો લખી મોક-
લશે તો તેમનો મોટો ઉપકાર થશે તથા તેમનાં નામ
પ્રસિદ્ધિમાં મૂકવામાં આવશે. હાલ આ પત્રિકાનું ત્રીજું
વર્ષ ચાલે છે.

જેઓની ખર્ચ આપવાની ઇચ્છા હોય તેમણે
નીચેને સરનામે પત્ર લખવો.

વિદ્યાલક્ષ્મી પાઠશાળા, } વિઠ્ઠલ રાજારામ દલાલ,
મુંબાઈ તા.૨૭-૭-૧૯૦૩. } વ્યવસ્થાપક આર્યધર્મપત્રિકા.